# પ્રાર્થના

ૐ સહનાવવતુ,
સહ નૌ ભુનક્તુ,
સહ વીર્યં કરવાવહૈ,
તેજસ્વિનાવધીતમસ્તુ,
મા વિદ્વિષાવહૈ.

ૐ [illegible]

ॐ અસતો મા સદ્ ગમય,
તમસો મા જ્યોતિર્ગમય,
મૃત્યોર્માં અમૃતં ગમય.

મૂક હોઇ વાચાલ,
પંગુ ચઢઇ ગિરિવર ગહન,
જાસુ કૃપા, સો દયાલ
દ્રવૌ સકલ-કલિમલ-દહન.

## અર્પણપત્રિકા

ખાઓ રે છોકરાઓ ચણીબોર !
ખાઓ રે છોડીઓ ચણીબોર !
મીઠાં મીઠાં ચણીબોર,
સાકરીયાં ચણીબોર,
ખેતરની બોરડીનાં ચણીબોર !
ખાઓ રે છોકરાંઓ ચણીબોર !

# દીવાળી

આજ દીવાળી, કાલ દીવાળી,
ગોકળિયો તો ખાય સુંવાળી;
મેઘ મેઘ રાજા,
દીવાળીના બાજરા તાજા!

ગોકળિયો-ગાયોનો ગોવાળ

તારા ! થાકો ત્યારે જાઓ,
સાટે ચાંદાને તેડાવો;
તોયે હમણાં તો તમ આવો,
તારા ! ધીમા ધીમા આવો !

તારા ! આવો આવો આવો,
તારા ! લોકડિયાં સમજાવો,–
નથી રહેવામાં કંઇ લ્હાવો !
તારા ! ધીમા ધીમા આવો !

ચોરટ ચાલે–ચોરની જેમ ગુપચુપ     મલકાવો–હસાવો, ખુશ કરો

## તારા

માડી ! જો આ તારા પડ્યા,
ચમકંતા આકાશે જડ્યા !
મુજને તો એ તારા ગમે,
ગગન વિષે ભમતા કંઇ રમે !

આવે છે દૂર ઘરથી બહુ,
ચાલે મૂંગા મૂંગા સહુ;
હસતા હસતા વાટે જાય,

# હોળી

હોળી હોળી હુતાશણી ને ઉપર ખડક્યાં છાણાં,
થોડાં છોકરાં ધૂળ ઉડાડે ને બીજા નાખે પાણી!

દિવસે ક્યાં એ ચાલ્યા જશે ?
શું એ તારા સૂતા હશે ?
જોની એ ચમકાવે આંખ !
ઊડી મળું હતે જો પાંખ !

માડી આપ મને તું ઉઠી,
સારા સારા તારા ચુંટી !
એના હું ંચ લખોટા કરૂં,
બ્હેની સાથે રમતો ફરૂં !

સૂરજથી સંતાતા ફરે,
બૂડી જળે ઊંડા ઉતરે !
કદી કદી કંઇ યાદ જ પડે,
રૂપેરી ધારે જો રડે !

સુણે પવનનું ધીમું ગાન,
તેમાં સર્વે બને ગુલતાન !
જો એ કેવા ઉભા રહે,
મુજને પણ એ સુણવા કહે !

# મેવલો

નદી રે સરોવર સુકાઇ ગયાં રે, ગાવડલી દીયે રે શરાપ;
નાઠ્યો ધરતીનો ધણી મેવલો રે.
આલી લીલી વાડીઓ સુકાઇ ગઇ રે, પંખીડાં દીયે રે શરાપ;
નાઠ્યો ધરતીનો ધણી મેવલો રે.
બાગ બગીચા સુકાઇ ગયા રે, માળીડા દીયે રે શરાપ.
નાઠ્યો ધરતીનો ધણી રે–

# વરસાદ

આવ રે વરસાદ !
ઘેબરિયો પરસાદ !
ઊની ઊની રોટલી ને કારેલાંનું શાક !
આવ રે વરસાદ ! નેવલે પાણી,
નઠારી છોકરીને દેડકે તાણી !

## માનીતો મેઘ

આહા કેવો સરસર આવે મેઘ હવે માનીતો !
ઠંડક થઇ કેવી સહુ ઠામે ! ગાય સહુ શુભ ગીતો.
છરછર કેવો પડે છાપરે, જાણે કંઇ વેરાયે;
*         *
ર્

નદી રે સરોવર છલી વળ્યો રે, [illegible] દીયે રે આશીષ;
આવ્યો માયાળુ મેવલો રે.

આલી લીલી વાડીઓ લીલી થઇ રે, પંખીડાં દીયે રે આશીષ;
આવ્યો માયાળુ મેવલો રે.

બાગ બગીચા લીલા થયા રે, માળીડા દીયે રે આશીષ;
આવ્યો માયાળુ મેવલો રે.

સરવે તરુવર લીલાં થયાં રે, ધરતી પામી રે સંતોષ;
આવ્યો માયાળુ મેવલો રે.

ઊંબર-ઝાડ

## સૂરજને નમસ્કાર

નમીયે સૂરજ સુખ કરનાર !
અગ્નિ સમા પ્રભુના અવતાર !
પ્રાણી પદાર્થ વિષે વસનાર !
અજવાળાં આંખે ભરનાર !

થપથપ નિજ સુંદર ઠણુકાથી રસ પૂરીને રાચે.

ખરખર ખરતા, ફરફર ફરતા, સરસર સરતા સરતા,
ધરધર ધરતા, ભરભર ભરતા, હુરહુર હુરતા હુરતા !
નળીયામાં પેસીને નિકળે લ્હેરે ખળખળ લડતા;
જોર થકી ઉભરાઇ જમીન પર ધપધપ તૂટી પડતા.

નટ–બજાણીયો

સૌ–રાજી થાય

## પરધમચી

પરધમચી પરધમચી ! પરધમ તારી કડકડાવ,
તળપે હૈડું અમ થરરરરર, અરિદળને થરકાવ !—પરધમચી૦

ધરરરર ધંમ, ધરરરર ધંમ, ઘોર ગજવી ગજાવ !
જોયા, કદમો તુજ હદમાં, ફરી ફાળે ઉઠાવ !—પરધમચી૦

બંસીવાળા રઢિયાળા ! સૂર શૂરી લલકાર,
જય સળકે ! જય ઝળકે ! હિત હરખે સુરહાર !—પરધમચી૦

અરિદળને–દુશ્મનના લશ્ક
કદમો–ડગલાં

મારા ખેતરમાં [redacted]

કારીંગડીનું શાક ખાઓ તો ... દિસે છે વ્હાલા.

મારે ઘેર આવજો માવા !

બાજરીનાં બે ઢેબરાં કીધાં, ઘીએ મેલ્યાં વાઇ;

કર જોડીને કહે કુબેરો, ભગવાનદાસનો ભાઇ.

મારે ઘેર આવજો માવા !

... તો ઢેબરૂં ખાવા !

ફુમતડેલ—ફુલવાળી

ખાઓ તો—ખાવું હોય તો

# દેશી દેશી દેશી !

અમે ભારતભૂમિના પુત્રો,
 અમ માત પુરાણ પવિત્ર;
૨ જેનાં સુંદર સૂત્રો
 ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.

 અમ અન્તરને ઉદ્દેશી
 કરશું હોકાર હમેશઃ
 અમે દેશી દેશી દેશી,
 ઓ દિવ્ય અમારો દેશ!

* * *

કયાં હશે હિમાલય જેવો ?
  કયાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
કયાં મળે અલૌકિક એવા
  સૌ દેશ તણા બહુ રંગ ?

કયાં મુનિ ઇશ્વરજન બેસી
  કરતા પ્રભુપંથ ઉજેશ ?
અમે દેશા દેશી દેશી,
  એ દિવ્ય અમારો દેશ !

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા ?
  ક્યાં ગરજ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપૂત વીર ઝઝૂમ્યા
  બળ દાખવવા અસીમ ?

રે ભૂંસાયે તે રીતે શી
  અમ અન્તરથી લવલેશ ?
અમે દેશી દેશી દેશી,
  એ દિવ્ય અમારો દેશ !

  

ધમ ધમ ધરણી ધ્રુજવીશું,
 અમ દેશ તણાં કરી ગાન !
જય જય જય નાદ કરીશું,
 દઈશું મોંઘા અમ પ્રાણ !

એ ભક્તિ વસી ઉર તેથી
 દેજો શક્તિ પરમેશ !
અમે દેશી દેશી દેશી,
 આ દિવ્ય અમારો દેશ !

## ભોળી જમના !

આજ વ્હેલી ઉઠી રે, ભોળી જમના !
દળણું દળ્યું મૂકી રે, ભો[illegible] જમના !
પછી છાશ કીધી રે, ભોળી જમના !
લોટી લોટી દીધી રે, ભોળી જમના !
ગાય ભેંસ દોહી રે, ભોળી જમના !
વટલોઇ લોહી રે, ભોળી જમના !
રસોડામાં પેઠાં રે, ભોળી જમના !
ઠામ ધોયાં એઠાં રે, ભોળી જમના !
આમ જમી લીધું રે, ભોળી જમના !
કામ પૂરૂં કીધું રે, ભોળી જમના !

## મામાનું ઘર કેટલે ?

મામાનું ઘર કેટલે ? દીવો બળે એટલે.
દીવો મેં તો દીઠો, મામો [illegible]

મામે સામું જોયું, મારા મન પર મ્હોયું;
મામી બેઠી માળે, ભાણેજડાંને ભાળે.

## કૃષ્ણનો કણ

આવડી રાડ શી વિઠ્ઠલા, તુજને
　　ગગનથી ઇન્દુ કેમ આપું આ.
કુંવર કાંઈ નવ લહે, વાત વિનવી કહે–
　　નોહે કંઇ ટોપરૂં ગોળ ધાણી.—આ૦

આંખ આંસુ ઢળે, ઇન્દુ દેખી ચળે,
　　ટળવળે માત ને માન માગે;
રહે રહે રોતો, શું રે જોતો ઘણું ?
　　રમવા રમકડાં છે બહુ રે આગે.—આવડી૦

ભાવે મામી ભેટી, દહીંથરાં ઘી દેતી;
દહીંથરાં ઘી ભાવે નહિ, મામો મીઠાઇ લાવે નહિ.

મામી મારી ભોળી, મિઠાઈ આપે મોળી;
મિઠાઇ મોળી ભાવે નહિ, રમકડાં કોઈ લાવે

મોળી પ્રીતિ મામીની, મીઠી પ્રીતિ
મામો લાગે મીઠો, દીઠો મેં તો

## ઉપરાણું

તારૂં ના મા ! બાળક હોઉં,
હોઉં ગલૂડું નાનું—
તારા ભાણામાં પડી મોઢું
ભરી જાઉં છાનુંમાનું—

સાચે સાચું કહી દેજે,
કંઇ રાખીશમાં સંતાડી;
હૈડ કહીને હાંકી મેલત
તો શું અમને માડી ?

ઇન્દુ થયો અસ્ત ને રહે નહિ રાખતાં,
દધિસુત પ્રકટ કરી આણી આપે;
નરસૈંયાચો સ્વામી માખણે ભોળવ્યો,
સકળ વૈભવ તણો બંધ કાપે.—આવહી૦

રાડ-કજીયો — આગે-આગળ
ઇન્દુ-ચંદ્ર — અસ્ત થયો-આથમ્યો
માન માગે-મોંઘો થાય — દધિસુત-દહીંનો દીકરો, માખણ
સકળ વૈભવ-સઘળાં સુખચેન

દેજે,
માં સંતાડી;
..પટડું કહી અમને
. પાંજરે માડી ?

ઉતાર અમને ખોળેથી તું !
લાડ નહિ અમને કરતી તું !
તારે ખોળે જા નહિ બેસું !
વન વગડામાં જઇને રહેશું !

ભૂકું-કુતરીનું બચ્ચું, બટુરિયું

જા મા ત્યારે જા જા ની તું;
ઉતાર અમને ખોળેથી તું;
જા, નહિ જમીયે હાથે તારે!
જા, નહિ જમીયે ભાણે તારે!

રૂં ના મા! બાળક હોઉં,
પોપટ પંખી;
ક્યાંક કદાપિ
ઝંખી—

# ભાઈનું પારણું

હાલા વાલા ને અણીયાળાં,
ભાઇનાં ઘુઘરીયાળાં પારણાં રઢીયાળાં.—હાલા...

પારણાના પોપટ વામણા,
ભાઈના બોલ લાગે સોહામણા.—હાલા...

પારણે પારણે રે મોતી,
ન્હાણું વાય ને ભાઇનાં મુખડાં રે જોતી.—હાલા...

## ભાઈનો હીંચકો

હાલો હાલો, મારા ભાઈને હાલો,
ભાઈને હિંચકો ઘણો રે વ્હાલો.—હાલા...

હીરની રે દોરીઓ અંકાવું,
ભાઈને ઘોડીયે રે બંધાવું.—હાલા...

હીંચકે બાંધું રે હીરની દોરી,
ભાઈ તો જમશે ઘી સાકર ને પોળી.—હાલા...

હીરની દોરીએ હીરા,
લાડવા લાવે ભાઈના રે વીરા.—હાલા...

# રાજા ભોજ

હાલા રે હાલા, ભાઇને હાલા...
ભાઇ તો રાજા ભોજ,
ભાઇને બારણે હાથી ઘોડાની ફોજ.—હાલા...

ઘોડલાની પડઘી વાગે,
ભાઇ મારો ઝબકીને જાગે.—હાલા...

ભાઇ તો મારો બાવન વીર,
બાર તપેલાં ભરી ખાશે રે ખીર.—હાલા...

## રણછોડરાયનું હાલરડું

હાલા રે હાલા,
ભાઇને રણછોડરાય ઘણા વ્હાલા.—હાલા...
રણછોડરાય કાળા,
ભાઇને કોટે મોતીની માળા.—હાલા...
ભાઇ તો રમશે,
રાણી રન્નાદેને ગમશે.—હાલા...
તાપી માતા તારણે,
ચાંદા સૂરજ ઉગે ભાઇને પારણે.—હાલા...

ભાઇ તો મારો ડાહ્યો,
પાટલે બેસીને રે ન્હાયો.—હાલા...

પાટલો તો ગયો છે ખસી,
ભાઇ તો ઉઠયો છે હસી.—હાલા...

હાલ વાલ ને હાંસી,
દુઃખડાં ખુએ ભાઇની માશી.—હાલા...

## ભાઇ મારો ડાહ્યો

હાલ કરો ને હુલ કરો,
ભાઈની ટોપીઓ ફરતાં ફુલ ભરો.—હાલા...

ભાઇને તો કોઇ તેડે,
તેને લાડવા બાંધું રે છેડે.—હાલા...

મારી વ્હાલી બ્હેન દાતણ નિત્યે જો,
કરે ને ન્હાયે પ્રીતે જો.

મારી વ્હાલી બ્હેન વાળ ઓળાવે જો,
રોજ કપાળ લુછાવે જો.

મારી વ્હાલી બ્હેન સો સુધી ગણતી જો,
ભાવે ‘ ભૂ પા ’ ભણતી જો.

મારી વ્હાલી બ્હેન ચાલી નિશાળે જો,
ચૂકે નહિ કો કાળે જો.

# વ્હાલી બ્હેન

મારી વ્હાલી બ્હેન છે બહુ છોટી જો,
પણ ડહાપણમાં મોટી જો.
મારી વ્હાલી બ્હેનને નહિ રાડો જો,
હસતી જ આખો દહાડો જો.
મારી વ્હાલી બ્હેન વ્હાણે વ્હેલી જો,
ઊઠે સૌથી પ્હેલી જો.

ઘોડો ખેલવતા હો વજમલ દીકરા,
દાદાજી બોલાવે, મારા વ્હાલા.
શું રે કહો છો મારા સમરથ દાદા ?
શું રે પડયાં છે કામ ? મારા વ્હાલા.
જાણંતા જોશીએ એમ જ કીધુંઃ
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.
અમને શું પૂછો મારા સમરથ દાદા ?
પારકી જણીને પૂછી આવો, મારા વ્હાલા.

બેટડો ધવરાવતાં હો વહુજી જાડેજી,
સાસૂજી બોલાવે, મારા વ્હાલા.

## માધાવાવ

બાર બાર વરસે માધાવાવ ગળાવી,
તોયે ન નીસર્યાં નીર, મારા વ્હાલા.
તેડાવો જોશીને, જોશ જોવડાવો,
જોશીડા જોવડાવો, મારા વ્હાલા.

ભણેલા જોશીએ એમ જ કીધું:
દીકરો ને વહુ પધરાવો, મારા વ્હાલા.

મારી વ્હાલી બ્હેન વાંચે વાતો જો,
હરખ સરવને થાતો જો.
મારી વ્હાલી બ્હેન લઇને તાળી જો,
ગરબી ગાય રસાળી જો.
મારી વ્હાલી બ્હેનના બોલ મીઠા જો,
દુનિયામાં નથી દીઠા જો.
મારી વ્હાલી બ્હેન વ્હાલાં લાગો જો,
મંન ગમે તે માગો જો.

મારી વ્હાલી બ્હેન સીલેટ સાહી જો,
દીસે છે બહુ ડાહી જો.
મારી વ્હાલી બ્હેન પેન તો માગે જો,
સૌને વ્હાલી લાગે જો.
મારી વ્હાલી બ્હેન ઠમઠમ ચાલે જો,
ચોપડી હાથમાં ઝાલે જો.
મારી વ્હાલી બ્હેન પાઠ કરે છે જો,
સૌમાં સરસ ઠરે છે જો.

પહેલું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
પાતાળ ઝળક્યાં નીર, મારા વ્હાલા.
બીજું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
નજરે દેખાણું નીર, મારા વ્હાલા.
ત્રીજું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
કાંઠા સમાણું નીર, મારા વ્હાલા.
ચોથું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
ગોઠણ સમાણું નીર, મારા વ્હાલા.
પાંચમું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
કેડ કેડ સમાણું નીર, મારા વ્હાલા.

શું રે કહો છો મારાં સમરથ સાસૂ,
શું રે પડયાં છે કામ ? મારા વ્હાલા.
જાણુંતા જોશીએ એમજ કીધું:
માધાવાવ માગે છે જોડ, મારા વ્હાલા.
ભાઇ વાળંદિયા, વીરા વાળંદિયા,
સંદેશો લઇ જાજે, મારા વ્હાલા.
મારી માતાને એટલું રે કહેજે,
ચુંદડી ને મોડિયો લઇ આવે, મારા વ્હાલા.
વાજતે ગાજતે માધાવાવ આવ્યાં,
લે રે માધાવાવ જોડ, મારા વ્હાલા.

# માતપિતાને નમન

માતપિતાને નમન નિત કરીયે,
કેમ કહો ઉપકાર વિસરીયે ?—માત૦

પાલન પોષણ પ્રેમે કરે છે,
બાળકને ઠીક દેખી ઠરે છે.—માત૦

વેઠે વિપત્તિ પડે તે અપાર,
થાવા ન દે દુઃખ લગાર.—માત૦

છઠ્ઠું પગથિયું જેમ જેમ ઉતર્યાં,
છાતી સમાણાં નીર, મારા વ્હાલા.

સાતમે પગથીએ જઈ પગ દીધો,
પરવશ પડીયા પ્રાણ, મારા વ્હાલા.

ભાખ્યું-કહ્યું
સમરથ-સમર્થ, પ્હોંચવાળાં
પધરાવો-ભોગ લગાવો

પારકી જણીને-બીજા કુળની સ્ત્રીને-વહુને
જાડેજી-જાડેજા કુળની
જોડ-વરકન્યાનું જોડું

# મોર ને ઢેલ

મારો છે મોર, મારો છે મોર
મોતી ચરંતો મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
મોતી ચરંતી મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
માળામાં બેસનાર મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
માળામાં બેસનાર મારી છે ઢેલ.

સંકટ આપણનાં સહુ કાપે,
આનંદ લાખ ઉપાયથી આપે.—માત૦

ચિન્તા કરે ચિત્તમાં જે અમારી,
એ માતતાત તણી બલિહારી.—માત૦

હુકમ કરે તે કરો કર જોડી,
એના વિના આપણું મૂલ કોડી.—માત૦

માતતાતનું કહ્યું જે ન માને,
નરક વિષે તે પડે અભિમાને.—માત૦

# સીતાજીનો પોપટ

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે,
પાસે બાંધી પાંજરૂં મુખ રામ જપાવે.—પઢો રે૦
પોપટ, તારે કારણે લીલા વાંસ વેડાવું,
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરે રતને જડાવું.—પઢો રે૦
પોપટ તારે કારણે શી શી રસોઇ બનાવું?
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું.—પઢો રે૦
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો,
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો.—પઢો રે૦

મારો છે મોર, મારો છે મોર,
રાજાનો માનીતો મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
રાણીની માનીતી મારી છે ઢેલ.

બોલે છે મોર, બોલે છે મોર,
સોનાને ટોડલે બોલે છે મોર.
બોલે છે ઢેલ, બોલે છે ઢેલ,
રૂપાને પારણે બોલે છે ઢેલ.

# ગૌરી ગાયની ગરબી

લાગે મને ગાય તું ઘણી વ્હાલી,
એ ગૌરી ગરીબ ને ગુણવાળી. લાગે૦

તારૂં રૂપ મને રૂડું લાગે,
મુખ જોતાં ભૂખ બધી ભાગે. લાગે૦

ધોળું અંગ ને શીંગડીયો કાળી,
આંખ રાંકડી કાળી હેતાળી. લાગે૦

તારે કંઠે ઘંટડી ઘણઘણતી,
તારે ચરણે ઝાંઝરી ઝણઝણતી. લાગે૦

# ગાય

શીંગુવાળી શીંઆળી ગાય, પાણી પીતી ને ખડ ખાય.
કેવો છે એનો આકાર, ચાર પગાળી આંચળ ચાર.
ફરીને પગ જો-ખરીમાં ફાટ, ઘણો રૂપાળો ભાળો ઘાટ.
પછવાડે પુંછડે છે વાળ, નિત્ય ગોવાળ કરે સંભાળ.
હોઠ હુલાવે બેઠી હોય, કાળી ધોળી રાતી કોય.
દોતાં દૂધ ભલું દેખાય, તેનાં દહીં માખણ ઘી થાય.
પેંડા બરફી ને દૂધપાક, ખાતાં ખીર ન લાગે થાક.
બાસુદી ને બને શિખંડ, ઠરે પેટમાં ઉપજે ઠંડ.

મારનાર ઉપર પણ તું ભારે
નથી કરતી જ રીસ અતિશય ક્યારે. લાગે૦

તેં તો શ્રમનો મર્મ પરમ લહ્યો,
ગૂઢ ગરીબપણાનો ગુણ ગ્રહ્યો. લાગે૦

તું તો રોજ પરોપકારે રાજી,
તારો જશ જગમાં છે રહ્યો ગાજી. લાગે૦

તું ધોળી ને ધોળું દૂધ તારૂં,
ગુણકારી સ્વાદભર્યું સારૂં. લાગે૦

ગોવાળેથી પાછી તું વળતી,
ત્યાં ભાં ભાં ભાં ભાં ભાવે ભણુતી. લાગે૦

આપે ઉથલો વાછડું થનથનતાં,
પેસે પોળમાં પ્રેમે તે તું સુણુતાં. લાગે૦

હીંડે હરખે ઉછળતી તું ઘેલી,
તોયે કોને ન મૂકે તું ઠેલી. લાગે૦

વાટે એહાં બાળ બચાવી લે,
એવી ડાહી દયાળુ તું દિલે. લાગે૦

તારા પ્રેમનો પાડ હું કેમ વાળું ?
આવ આવ હું હેતે પંપાળું. લાગે૦

તારી શીંગડી સુંદર સિંદૂરે,
રંગ સોને શણગારૂં હું રે. લાગે૦

કરૂં ચાંદલો ને ચોખા ચોડું,
ફુલહાર પહેરાવી નિરખું મ્હોડું ! લાગે૦

ધન ધન ધેનુ ! રૂપ ગુણ ધામ !
ગુણ ગાયના ગાય નવલરામ. લાગે૦

દહીં દૂધ ઘી માખણ ને છાશ,
જેમાં સર્વ સ્વાદ તણો વાસ. લાગે૦

એ પાંચે અમૃત પૃથ્વી પર જે,
તે અમ અર્થે તું તો સરજે. લાગે૦

બરફી ને પેંડા ને માવો,
બાસુદી શીંખડનો બડો લ્હાવો. લાગે૦

તે તો તારી પ્રસાદી, ઓ સુખદાતા,
ગાયમાતા તું તો સાચી જ માતા લાગે૦

# પંખીની ટોળી

જુઓ જુઓ પંખીની આ ટોળી,
તેમાં કબૂતરોની જાત ભોળી;
તેમાં ગરૂડજી મોટા રાજા,
ચાંચ મોટી, શરીરે છે તાજા.

## હોલોરાણો

મારા માથા પર કોણ ચડયું ?

—હોલોરાણો.

ઉતર  હોલા હું ચડું.

—નહિ ઉતરૂં.

નીરે નવરાવું,

—નહિ ઉતરૂં.

ખીર ખવરાવું,

—નહિ ઉતરૂં.

## પોપટ

પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ;
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ.
કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો, ધારે ધણીની ધાક.
મીઠું બોલે, મનુષ્યને ઉપજે હેત અથાગ;
પોપટ પાળે પ્રીતથી, કોઇ ન પાળે કાગ.

ધાક—બીક　　　　અથાગ—પાર વગરનું

બેઠા પોપટ ભાઇ તો કારભારી,
તેની બોલી લાગે છે બહુ સારી;
તેમાં લુચ્ચામાં લુચ્ચા કાગડા છે,
સો પંખીમાં એ તો નાગડા છે.

હંસ મોર મેના ને કોયલ છે,
ગીધ સમળીને આપે જોયેલ છે;
છેલ્લે કાબર ચકલી ને હોલાં,
ઢેંક બગલાં છે મોટાં ઢોલાં.

# ઉંદર અને ઉંદરડી

ઉંદર ને ઉંદરડી કને, દરમાં રહેતાં દોસ્તી બને;
બન્ને સરખાં કાળાં હતાં, ચાહે એકબીજાં તે છતાં.
લાંબી પૂંછડી બન્ને તણી, પરસ્પરે જ વખાણે ઘણી;
શોધે રોજ નવો શીકાર, કંઇ મળતાં ખાવા તૈયાર.

## કાગડો

બેઠો માળો બાંધવા, ભાળો કાળો કાગ;
બે પાંખાળો બોલતો, નહિ રૂપાળો રાગ.
કોઇ લઇને કાંકરો, ચોંપે હણવા જાય;
ચિત્તમાં ચેતી તરત તે, જલદી ઉડી જાય.

ચોંપે હણવા–તાકીને મારવા

## અરજ

અરજ સુણો અવિનાશી,
અમારી અરજ સુણો અવિનાશી.
આપ દયાળ, અમે સહુ બાળક,
એક તમારી આશ.—અમારી૦

વાંક કરે બાળક તો બહુએ,
થશો ન લેશ ઉદાસ.—અમારી૦

ભણતર ભણવા ભેળાં થઇયે,
કરશો નહિ જ નિરાશ—અમારી૦

સકળ શક્તિનો જે ભૂપ, ભજું તે જ ભાવે;
જે છે એક ને અનૂપ, ભજું તે જ ભાવે.
જે છે અકળ ને અરૂપ, ભજું તે જ ભાવે;
જ્યાં મન વાણી હોય ચૂપ, ભજું તે જ ભાવે.
જેને નવલ કવે શું જ, ભજું તે જ ભાવે;
તે તો તું જ તું જ તું જ, ભજું તે જ ભાવે.

ખલક–દુનિયાં

ગોળાઓ–આકાશનાં નક્ષત્રો

# કૂકડો

સવારના પ્હેલો હું ઊઠી,
કુકડેકૂક કરૂં છું;
ઉઠાડવા ઉદ્યોગી જનને,
તો સીપાઇ બનું છું !
કુકડેકુક કુકડેકુક કરતો,
કેવી બૂમો પાડું !

એક દિવસ ખાવાની વાસ, આવી તેથી જાયે પાસ;
હામ ધરે લૂંટવા શીકાર, કરે કુદાકુદ વારંવાર.
ચોરી કરવા ઘરમાં જાય, ત્યાં બન્ને સાથે સપડાય;
શોખ કર્યો ખાવાનો જહીં, ત્યાં પકડાયાં પિંજર મહીં.
એક બીજાની સામું જુએ, ટેવ નઠારી માટે રૂએ;
પસ્તાવો સુણીને ઘરધણી, છોડે દયા કરીને ઘણી.

# કીડી

કીડી કણુ સંગ્રહ કરે, જુઓ જન્તુની જાત;
વસે દરે સંપે સદા, સર્વ મળી સંઘાત.

અણ-દાણો

લાંબી ડોકે, જબરી હાંકે,
સહુને એમ જગાડું.
ડાહ્યાં છોકરડાં તો ભણવા,
વ્હેલાં ઉઠે સવારે;
હોંસે હોંસે સહુ પોતાના,
પાઠ જ વાંચે ત્યારે.
ચોરો ભાગે, ઊંઘ પણ ન્હાસે,
એ ચતુરાઇ નહિ શું ?
ચલો, છોકરાં ! વ્હેલાં ઉઠજો,
કુકડેકૂક કરીશું !

ગોદડીયાની ગોળી વાગી,
જાય ગોદડીયો નાઠો.
ઘૂઘરીનો ઘંમકાર,
ટોકરીનો ટંમકાર;
આગલો બંદૂકદાર,
પાછલો ચોકીદાર.
તેલ દે, ધૂપ દે, બાવાને બદામ દે;
તેરા બેટા જીવતા રહે!

## ઘોઘા બાપજી

ઘોઘા ઘોઘા ઘોઘ સલામ !
નાથીબાઇના વીર સલામ !
પ્હેરે પટોળાં, ઓઢે ચીર.

કૂં કૂં કરતું;
વરાળરૂપે, દંમ કાઢતું,
ચીંઇ શબ્દે, ચીસ પાડતું,
સાવધ કરવા, મુકામપરના, રખેવાળને,
બેસનારને, જોનારાને, કે હું આવું.
ભય બહુ હોયે, ચીંઈંઈ કરીને,
ચીસ કારમી, તાણી પાડે.
ત્યમ ચેતવણી, મુકામ પરના, રખેવાળ પણ
નિજ તરફથી જો કંઇ હોયે, તો બતલાવે—

## આગગાડી

ખસો ખસો સહુ, બાજુ આવો;
જુઓ જુઓ રે, પેલું ઘેલું,
જંગલી ગજનું, જુથડું મોટું;
ખુબ હાંકતું કૂંકૂંકૂંકૂં

ઘણીક રીતે, ખરાડવામાં,
વળી ચાલવે, પગલાં મુકવે.
સરખી રીતે, વેળાએ તો;
ધીમે ધીમે, વેળાએ તો;
ઉતાવળાં ખુબ, વાયુ પડે તે, ઊડી જાયે;
જે કારણથી, પગથી બોલે,
ઠઅબ ઠઅબ ઠબ, ઠબ ઠબ ઠબ ઠબ;
ધપ ધપ ધપ ધપ, ટકઢક ટકઢક;
ટૃકટૃક ટૃકઢૃક, ખડ ખડ ખડ ખડ;

ઉંચે કાષ્ઠની ફળી ટાંગિને,
વાવટા ઉડતી, દીવા રાખી.
સિગનલ રૂડી, રાતી જણાવે,
ભય છે માટે, ઊભું રહેવું.
લીલી જણાવે, સંભાળીને,
હળવે હળવે, જોતાં આવવું.
ધોળી જણાવે, નથી હરકતો,
પુરી દોડથી, ઝટ ઝટ આવવું.
ખુશી ભરેલું, રમાડનારૂં,
તોપણ દીસે, બ્હાર થકી તે, ગાંડું ઘેલું-

# લણણી

આવો ભાઇઓ હાથોહાથ, લણણી લણો.
વગડે ફરતાં કરજો સાથ; લણણી લણો.
દહાડો છે ત્યાં આવો અહીં, લણણી લણો.
આથમશે ને સૂઝશે નહિ. લણણી લણો.

ખરરરર ખરરરર, સરરરર સરરરર,
ટક ઢક ટક ઢક, ટક ઢક ટક ઢક.
વાયુ બોલે ખરરરર ખરરરર,
હાંફો ચાલે, ફૂંઊં ફૂંઊં;
ઉભું રહેતાં, કચૂંઉઉઉ.
**ધન્ય જૂથને!**

ગજનું જુથડું—હાથીઓનું ટોળું
મુકામ-સ્ટેશન    ફુમી-પાટીયું.

## કાંગ લ્યો !

કાંગ ખેતર ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

ઉભાં ઉભાં કાંગ લ્યો,
બેઠાં બેઠાં કાંગ લ્યો.
કાંગ લેવા ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

ચાલતાં ચાલતાં કાંગ લ્યો,
ધબડ ધોખા કાંગ લ્યો.
કાંગ ખેતર ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

વરસાદો સહુ વરસી રહ્યા, લણણી લણો.
બારે માસનું પીરસી રહ્યા; લણણી લણો.
ક્યાં ક્યાંનાં વાદળ એ હતાં, લણણી લણો.
પાણી ભરવા સાથે જતાં. લણણી લણો.
વગડે એવો કરજો સાથ, લણણી લણો.
આવો ભાઇઓ ! હાથોહાથ. લણણી લણો.
ખેતરમાં ઉભરાતો ફાલ, લણણી લણો.
આજ મીઠી છે, કડવી કાલ. લણણી લણો.

## રેંટીયો

મોટીબા, રેંટીયો શીખવો,
મોટીઆ, રેંટીયો શીખવો.

નાનો સરખો રેંટીયો ને,
તેમાં ત્રાક સાચી;
સાથે નાની દો ઘડાવી,
મોટીઆ, એક માંચી.—મોટીઆ૦

ટોપલો ભરી કાંગ લ્યો,
ખોબલો ભરી કાંગ લ્યો.
કાંગ લેવા ગ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો !

સુપડી ભરી કાંગ લ્યો,
ખોઇ ભરી કાંગ લ્યો.
કાંગ લેવા ગઈતી રે, ગોરી કાંગ લ્યો !

ગોરી-બ્હેન, સખી ગ્યાંતાં-ગયાં હતાં.

# ખાદીની ટોપી

મા, મને ખાદીની ટોપી અપાવ,
ખાદીની ટોપી અપાવ;
મા, મને ખાદીની ટોપી અપાવ.

બા કાંતે ને તમેય કાંતો,
    બાપા જોડાજોડ;
એવો રૂડો રેંટીયો,
    કાંત્યાના અમને કોડ.—મોટીબા૦

રેંટીયો ચાલે તે જાણે,
    મોરલાની કળા;
ત્રાક એની ચાંચુડી ને,
    ચણુતો રૂ ઉજળાં.—મોટીબા૦

# ચોપડી

સારી ચોપડીઓ શોભાય, હૈયું તે દેખી હરખાય;
પણ વિગતેથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય.
જીવ ઘાલીને વાંચે જેમ, તેનાં સમજણ આવે તેમ;
વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર.

વિગતેથી–ઝીણવટથી

કારજ–લાભ

ખાદીનું પ્હેરણુ, ખાદીની ચોરણી,
ખાદીની બંડી શીવડાવ.—મા મને૦

ખાદીનું દફ્તર, ખાદીનું આસન,
ખાદીથી સુંદર બનાવ.—મા મને૦

બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં,
સ્વદેશી ભણતર ભણાવ.—મા મને૦

સ્વરાજ લઇશું સૂતરને તાંતણે,
રેંટીયો રૂડો અપાવ.—મા મને૦

રાધે ગોવિંદ રાધે,
શીરા પૂરી ખાધે;
શીરાને તો વાર છે,
પૂરીઓ તૈયાર છે.
પૂરીઓ તો ભાવે નહિ,
મામા ટોપરાં લાવે નહિ.

# મીરાંઈ

રામ નામ લાડવા, ગોપાળ નામ ઘી,

કૃષ્ણ નામ ખાંડખીર, ઘોળી ઘોળી પી.

ચાંદા સૂરજનું તેજ તજીને,
આગીયા સંઘાતે પ્રીત જોડમાં રે.—રાધા૦

હીરા માણેક ઝવેર તજીને,
કથિર સંગાથે મણિ તોળમાં રે.—રાધા૦

મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે.—રાધા૦

## ભજન

બોલમાં બોલમાં બોલમાં રે,
  રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં.—બોલમાં૦
સાકર શેલડીનો સ્વાદ તજીને,
  કડવો લીંબડો ઘોળમાં રે.—રાધા૦

ઘુમટ ગગનનો ટેકાવે, ભજું તે જ ભાવે;
અસંખ્ય ગોળાઓ ગગડાવે, ભજું તે જ ભાવે.
જડને ધર્મ જે ધરાવે, ભજું તે જ ભાવે;
મનને મુક્તિશું ચડાવે, ભજું તે જ ભાવે.
જે છે પ્રાણનો આધાર, ભજું તે જ ભાવે;
જે છે સારમાંનું સાર, ભજું તે જ ભાવે.
જે છે ડાહ્યો દયાવંત, ભજું તે જ ભાવે;
જેને નહિ જ આદિ અંત, ભજું તે જ ભાવે.

# ભજ્યું તે જ ભાવે

જે આ જગતને નિભાવે, ભજ્યું તે જ ભાવે;
ખલક પલકમાં બનાવે, ભજ્યું તે જ ભાવે.
ચાહે ત્યારે ઝટ ડૂબાવે, ભજ્યું તે જ ભાવે;
તે તો વિશ્વનાથ કહાવે, ભજ્યું તે જ ભાવે.
જે આ સૂર્યને શોભાવે, ભજ્યું તે જ ભાવે;
જે આ ચંદ્રને ચળકાવે, ભજ્યું તે જ ભાવે.

શુભ ગુણુ લઇયે, સહુએ સમજી,
ન રહે લેશ કચાશ.—અમારી૦

આપ શુભ મતિ સદ્‌ગુણુ સાથે,
સહુમાં થાય સમાસ.—અમારી૦

નિર્મળ મનમાં નિશદિન રહીયે,
પસરે જેમ સુવાસ.—અમારી૦

મુખથી એવું માગી લઇયે,
અંતર થાય ઉલ્લાસ.—અમારી૦

## આપજો આપજો

આપજો આપજો સારૂં સઘળું મને,
હે પ્રભુ ! આજ આખા દિવસમાં;
બાળ ગણી વ્હાલ મારા ઉપર આણજો;
તેથી હું [illegible] આખો દિવસ સુખમાં

આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી.

સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું.

આપજો આપજો, બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો, સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં.

આપજો આપજો, સદ્ગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિને,
આપજો વળી મને સંગ સારો.

## પ્રાર્થના

ઓ ઈશ્વર, તું એક છે, સરજ્યો તેં સંસાર;
પૃથ્વી પાણી પર્વતો તેં કીધાં તૈયાર.
તારા સારા શોભીતા, સૂરજ ને વળી સોમ;
તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂં તારૂં જોમ.
અમને અદકાં જ્ઞાન ગુણ-તેનો તું દાતાર;
ભૂલ્યે પાપી પ્રાણીયા, એ તારો ઉપકાર.
કાપ કલેશ કંકાસ ને કાપ પાપ પરિતાપ;
કાપ કુમતિ કરુણા કરી, કાપ કષ્ટ, સુખ આપ.

સોમ-ચંદ્રમા          પરિતાપ-મનના કલેશ

# પ્રાર્થના

ઓ ઇશ્વર, ભજીયે તને, મોટું છે તુજ નામ;
ગુણ તારા નિત ગાઇયે, થાય અમારાં કામ.
હેત લાવી હસાવ તું, સદા રાખ દિલ સાફ;
ભૂલ કદી કરીયે અમે તો પ્રભુ કરજે માફ.

પશુ પક્ષિ ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભો ! બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગીયે ઇશ ઓ ! પ્રેમ તારો.

કૂડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગીયે ઇશ ઓ ! પ્રેમ તારો !

ઈશ–ભગવાન

# પ્રભાતની સ્તુતિ

અહો નાથ ! ઉભા અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપાદૃષ્ટિ થોડી;
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીયે ઇશ ઓ ! પ્રેમ તારો.

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઇ રાત વીતી, જુઓ વાત સ્હેજે;
પ્રભો ! તું વિના કોણ સાંભળનારો ?
અમે માગીયે ઇશ ઓ ! પ્રેમ તારો.

અન્ન દિયે છે વરસાદેથી,
પાળે જીવ તમામ.—કહિ૦
ગાય ભેંસને દૂધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ.—કહિ૦

ઝાડ પાન ફળ ફુલ બનાવ્યાં,
આંબા ગુલાબ બદામ.—કહિ૦

દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ.—કહિ૦

## પ્રાર્થના

વિસરૂં નહિ પ્રભુ નામ,
કદિ હું વિસરૂં નહિ પ્રભુ નામ.
ચંદ્ર સૂરજ ને અગણિત તારા,
કર્યા ઉજાસને કામ.—કદિ૦
બહુ ઉપયોગી આપી હુવા તેં,
બેસે નહિ કંઇ દામ.—કદિ૦

કરી ઠાઠ આઠ આઠ સખી સંગમાં રે લોલ;
બાળી બહુચરા કલ્લોલ કરે રંગમાં રે લોલ.
કરે ગાન તાન વાદ્ય વીણા હાથમાં રે લોલ;
રમે રમક ઝમક ઠમક સખી સાથમાં રે લોલ.
દંત ઘૂંઘટ ગ્રહી રહી રસાળીયો રે લોલ;
એક એકથી લે હાથોહાથ તાળીયો રે લોલ.
કેશપાશ કસી વાળીયા અંબોડલા રે લોલ;
ફેર કુદડી ફરે ને લે હુંબોડલા રે લોલ.
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે છે વારણાં ફરી ફરી રે લોલ.

# શણગારનો ગરબો

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ;
દીન જાણી વાણી દીજીયે, કહું સમું રે લોલ.
કરૂં ગાન, ધરૂં ધ્યાન બહુચરા તણું રે લોલ;
કરો સાર, વાર વાર શું કહું ઘણું રે લોલ.
આજ બહુચરાજી માત ગરબે રમે રે લોલ;
સુર નર મુનિવર સર્વને ગમે રે લોલ.
માજી રૂપ રાધિકા થકી ઘણું બણી રે લોલ;
કોટિ કામ શશિ સૂર્યની છબી હણી રે લોલ.

# પ્રહ્લાદ

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ,
એમ હોકારે બકોરે બોલે મૂઢમતિ;
હું તો મનમાં ન રાખું કો'ની બીક રતી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.

મને શું કરે તારો રામ રીસ કરી ?
મારી સન્મુખ ન શકે ધીર ધરી;

વિષ્ણુ વાંસળી વગાડે શબ્દનાદશું રે લોલ;
ડાક વગાડે મહાદેવ મરજાદશું રે લોલ.
ધરી પાણિ પોથીયો તે મહા મુનમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમાં રે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે લોલ;
અઠયાશી સહસ્ર ઋષિ ચરણ સેવતા રે લોલ.

પાર્વતીના પુત્રને-ગણપતિને
કરી ઠાઠ-શણગાર સજીને

કેશપાશ-ચોટલો
પાણિ-હાથ
મહા મુનમાં-ઘણી ગંભીરતાથી

ફાટયો કડડડ સ્તંભ ધરા ધ્રૂજી રહી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.

દીઠો કારમો કેસરીનર પ્રગટ થયો,
રૂપ નીહાળી દાનવપતિ દૂર ગયો;
ધરી ઢાલ ખડ્ગ આવી ઊભો રહ્યો,
જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠપતિ.

ધીર-હિંમત

ધરા-ભૂમિ

ખડ્ગ-તલવાર

કેસરીનર-નરસિંહ

ગયો વૈકુંઠેથી નાસી મારી ત્રાસે કરી,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.

દેખી સ્તંભને પ્રહ્‌લાદે પ્રણામ કર્યો,
મન આનંદ આણીને પ્રદક્ષિણા ફર્યો;
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો,
બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ.

બાધો સ્તંભશું વછુટે ઉઠયો ખડ્‌ગ ધરી,
દાઢી મૂછ પછાડી દોડી દોટ્ દઇ;

# ભોજન

ભોજન આજ જમ્યા જે અમો,
તેનું વર્ણન સુણજો તમો;
કમોદનો કીધો'તો ભાત,
દાળ તણી અતિ સુંદર જાત.

દહીં ભાગીને કીધી કઢી,
માંહે નાખી'તી સુંદર વડી;
ભાતભાતનાં તળીયાં શાક,
બાસૂદી પૂરી દુધપાક.

# નહિ આવું

આવ રે નાર,—નહિ આવું.
તારી કોઠીએ જાર,—નહિ આવું.
તારી ભેંસ વીયાણી,—નહિ આવું.
તારી પાડી રણકે,—નહિ આવું.
તારી ભેંસ ભડકે,—નહિ આવું.
તારી પાડી કૂદે,—નહિ આવું.
આવ રે નાર,—નહિ આવું.

નાર–બાઇ

# ઘડીયાળ

ભૂપના ભુવનમાં સૂતો ગમાર ગામડિયો,
ઘડીયાળ ઘોષ સુણી ભડકીને ભાગે છે!
બૂમ સુણી બહુ લોકે કારણ પૂછ્યું, તો કહેઃ
છે તો ઘર ઠીક, પણ બીક બહુ લાગે છે.
નક્કી ભૂત થાય, મરે જાય જે નવા ઘરમાં,
આ ઘરમાં, ભાઈ, ભારે ભૂતાવળ જાગે છે!
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણણણ ઘણણણ ઘંટડીઓ વાગે છે!

ભૂપના ભુવનમાં–રાજાના મહેલમાં

પૂરણપોળી લાડૂ સાર,
વડાં કચોરી ને કંસાર;
ભજીયાં ને ભાજી તે ભલી,
સુંદર શીરો ને રોટલી.

પાંચે પકવાનો કહેવાય,
જમતાં જમતાં અતિ સુખ થાય;
વડાં પાપડ ને શેવો સાર,
તળ્યા ચણાનો સ્વાદ અપાર.

એમ કહી એ તો ગઇ, બચ્ચું બુદ્ધિ બાળ;
દિલમાં ડહાપણ ડોળવા, તે લાગ્યું તત્કાળ.
ઘરડાં તો વાતો ઘણી, કરે વધારી વ્હેમ,
ઊડી ફરતાં આટલે, કહો મરીશ હું કેમ ?
એમ કહી ઊડી ગયું, પ્હોંચ્યું પાણી પાસ,
અંજાઇ એમાં પડ્યું, વળતી થયું વિનાશ.
બોલ્યું મરતાં બોલ તે, જે ચાલે આ ચાલ;
માને નહિ માબાપનું, તો તેના આ હાલ.

## માખીનું બચ્ચું

માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ;
જઇ આવું હું જ્યાં સુધી, ઊડીશમાં આકાશ.
ઉકળે છે ઊનામણો, જે તે પાસે જાય;
ચૂકે ફરતાં ચોટ તો, જીવનું જોખમ થાય.

કે તારી માતાએ તને મારીયો રે ?
કે તારે તાતે દીધી ગાળ ?
કે તારા ભાઇબંધે તને ભોળવ્યો રે ?
કે તારા વેરીએ દીધો વનવાસ ? —સોનલા૦
કે તું ભાલમાંથી ભૂલો પડયો રે ?
કે તારો લપટયો હાબો પાગ ?
કે તને છોરૂડે હરાવીયો રે ?
કે તારા ઘરમાં નાર કજાત ? —સોનલા૦
નથી મારી માતાએ મને મારીયો રે,
નથી મારા તાતે દીધી ગાળ;

# ગેડીદડો

સોનલા ગેડી રે રૂપલા દડુલીયો રે,
કાન કુંવર ગેડીદડે રમવા જાય;
ડુંગરે ચડી રે દડુલો દડાવીયો રે,
જઇ પડયો જળ જમના ભરપૂર. —સોનલા૦

જમનાને કાંઠે કદંબ કેરાં ઝાડવાં રે,
ઝાડવે ઝાડવે કાળો નાગ;
ઝાડવે ચડી રે ઝાડ ઝંઝેરીયાં રે,
આ તે કોનાં નાનાં બાળ ? —સોનલા૦

# હું આળસુ કે તું ?

બોરડીના ઝાડ નીચે આળસુનો સરદાર
લાંબો થઈ સુતો હતો, કરને પ્રસારીને;
એટલામાં છાતી પરે, બોરડીથી બોર પડયું,
મુખમાં મૂકાય નહિ, જુએ ધારી ધારીને.
ઊંટે ચડી એક જણુ જતો હતો તેને કહ્યું,
'બોર મુખે મૂક મ્હારા, નીચે તું પધારીને !'
પેલો બોલ્યો, 'ઝટ જવું', ત્યારે સૂતા જને કહ્યું,
'ઊંટવાળા આળસુ તું !' બોલ્યો બૂમ મારીને !

નથી મારા ભાઇબંધે મને ભોળવ્યો રે,
નથી મારા વેરીએ દીધો વનવાસ. —સોનલા૦

નથી હું ભાલમાંથી ભૂલો પડયો રે,
નથી મારો લપટયો ડાબો પાગ;
નથી મને છોરૂડે હરાવીયો રે,
નથી મારા ઘરમાં નાર કજાત. —સોનલા૦

કમળ ફુલ લેવા આવીયો રે,
મારી માએ તેડયા જાગ. —સોનલા૦

# ફરી ફરીને કામ કરવા વિષે

કરતાં જાળ કરોળિયો, ભોંય પડી અથડાય;
વણ તૂટેલે તાંતણે, ઉપર ચડવા જાય.
મહેનત તેણે શરૂ કરી, ઉપર ચડવા માટ;
પણ પાછો હેઠે પડ્યો, ફાવ્યો નહિ કો ઘાટ.

ઊંટવાળો બોલ્યો પછી, 'આળસુ હું કે તું અલ્યા ?
હાથે બોર ઝાલી મુખે મૂકતાં શું થાય છે ?
ઊંટેથી ઊતરી નીચે બોર ખવરાવું તને,
કામ મ્હારૂં ચૂકું; ત્હારા હાથે શું દુઃખાય છે ?
અંગે કંઇ રોગ નથી, માતેલો તું મ્હારા થકી,
આળસુ કહેતાં મને, બોલતા લજાય છે ?'
શંકર કહે છે બોરવાળા જેવા બેવકુફ
છૂપાવી પોતાનો દોષ, શિખ દેવા જાય છે.

કરને પ્રસારીને-હાથ પહોળા કરીને

## અડપલો જીવો

એક અડપલો છોકરો, જીવો જેનું નામ;
અતિશે કરતો અડપલાં, જઈ બેસે જે ઠામ.
કાગળ કાં લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝૂમી ઝડપથી, હીરા જેવી હોય.

એ રીતે મંડયો રહ્યો ફરી ફરી બે ત્રણ વાર;
પણ તેમાં નહિ ફાવતાં ફરી થયો તૈયાર.
હિંમત રાખી હોંશથી, ભીડયો છઠ્ઠી વાર;
ધીરજથી જાળે જઇ, પ્હોંચ્યો તે નિરધાર.
ફરી ફરીને ખંતથી, યત્ન કર્યો નહિ હોત;
ચગદાઇને પગ તળે, મરી જાત વણ મોત.
એ રીતે જો માણસો, રાખી મનમાં ખંત;
આળસ તજી મહેનત કરે, પામે લાભ અનંત.

કો ઘાટ–કોઈ રીતે

ભીડયો–મંડાયો

ના ના કહ્યા માને નહિ, કહ્યું ન ધારે કાં
એને પણ દિન એકમાં, સર્વ વળી ગઇ સાન.
ડોસો ચશ્માં ડાબલી મેલી ચડીયા માળ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તત્કાળ.
ચશ્માં નાક ચડાવીયાં, ખાડાળાં તે ખૂબ;
ડાબલી લીધી દેખવા, ધારીને પગ ધુંબ.
ઢીલું ન હતું ઢાંકણું, જબરૂં કીધું જોર;
ઉઘડતાં તે ઉછળ્યું, કીધો શોર બકોર.
આખા મ્હોં ઉપર પડી, તેમાંથી તપખીર;
ફાંફાં મારે ફાંકડો, ધારી ન શકયો ધીર!

ચશ્માં નાખ્યાં ચોકમાં, છીં છીં છીંકો ખાય;
થાક્યો તે થૂ થૂ કરી, જીવો રોતો જાય!
ચોળે ત્યાં તો ચોગણો આંખે અંધો થાય;
ડોસે દીઠો દીકરો, ચશ્માંના ચૂરાય.
ડોસે ડારો દઈ કહ્યું, હસવું ને થઇ હાણ;
લાડકડા એ લાગનો, જીવા છું તું જાણ.
ચશ્માં તો વસમાં થયાં, ડબીએ વાળ્યો દાટ,
જીવે ફરીને જીવતાં, ઘડ્યો ન એવો ઘાટ.

નાકે ચશ્મા માથે પાઘ, હાથમાં સોટી ડોળ ડમાક !
ચીં ચીં કરતા ફેરા ફરે, કોઇનું કંઇ નવ કાને ધરે !
એવે આવ્યાં બીલ્લીબાઇ, ઉંદરજીની જુઓ છેલાઇ !
સોટી ફેંકી દોડયા જાય, ચશ્માં ફુટયાં, વાગ્યાં પાય !
દોડે દોડે ત્યાં તો પાઘ પડી ગઇ, અટવાયે પાગ;
ફાંફાં જેમ જેમ મારે ઘણાં, ગૂંચાયા તેમ તેમ ચોગણા.
અરે બિચારા હવે શું કરે ? બીલ્લીબાઇનો પંજો પડે !
પંજામાંથી મુખમાં જાય, બીલ્લીબાઇ તો બહુ હરખાય.
ઉંદરજી મારા ઉંદરભાઇ ! ક્યારે કરશો હવે છેલાઇ ?

# ઉંદરજીની છેલાઇ

ઉંદરજીએ બાંધી પાઘ, ચશ્માં બેશ ચડાવ્યાં નાક;
ચીં ચીં કરતા નીસર્યા બ્હાર, જાણે શૂરા છે સરદાર!
હાથે સોટી લીધી એક, મારી ભાઇને પાંચ દશેક;
માએ ઠપકો દીધો ખૂબ, ફક્કડભાઈ તું દરમાં ઘૂસ.
આ શા તારા ડોળ દનામ, છકીશ તો નહિ થાયે લાભ.
માએ બાપે સૌએ ખૂબ બોલાવ્યો, પણ સૌને ચૂપ!

# ચાંદલિયો વ્હાલો

મા, મને ચાંદલિયો વ્હાલો !
ચાંદલિયો વ્હાલો,
મા, મને રમવાને આલો !
નવ લખ તારા વીણી
મા , મારા ગજવામાં ઘાલો !
મા, મને ચાંદલિયો વ્હાલે

## તારા

ગણ્યા ગણાય નહિ,
વીણ્યા વીણાય નહિ,
છાબડીમાં માય નહિ,
તોય મારા આભલામાં ન્હાય.

આભલામાં—અરીસામાં

## પ્રભાતિયું

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
  તુજ વિના ધેનમાં કોણ જાશે ?
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
  વડો રે ગોવાળિયો કોણ થાશે ?—જાગને૦

દહીં તણાં દહીંથરાં, ઘી તણાં ઘેબરાં,
  કઢિયેલાં દૂધ તે

હરિ તાર્યો હાથિયો,

ભૂમિનો ભાર તે કોણ વ્હેશે ?—જાગને૦

જમુનાને રે તીરે ગોધેન ચરાવતાં

મધુરીશી મોરલી કોણ વાશે ?

ભણે મ્હેતો નરસૈંયો, તારા ગુણ ગાઈ રીઝિયો,

બૂડતાં બાંહેડી કોણ સ્હાશે ?—જાગને૦

ધેન–ગાયોનું ધણ વ્હેશે–ઉપાડશે

બાંહેડી–હાથ સ્હાશે–ઝાલશે

સાજનનું શું પૂછવું ? બકરે કરી જોરો,
ભેગાં કર્યાં છે ભાવથી, મોટાં મોટાં ઢોરો.
રાતા માતા આખલા, રાખી શીંગડાં સીધાં,
આગળ માર્ગ મુકાવતા, પદ પોલીસ લીધાં.
સાજને શ્રેષ્ઠ ઊંટડા, હીંડે ઊંચી ઓડે;
એનાં અરાડે વાંકડાં, કામદારોની ઘોડે !
હારમાં એક બે હાથી છે, મોટા દાંત જ વાળા;
નીચું ન્યાળીને ડોલતા, હીંડે શેઠ સૂંઢાળા.
હાથી ઘોડા તો છે ઘણા, હાર રોકતા પાડા;
કાળા કદં [illegible] ગમાર જડ જાડા.

## જનાવરની જાન

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે !
બકરીબાઈનો બેટડો, પરણે છે આજે !
ઢોલ નગારાં ભેર ને, સૂર શરણાઈ તીણા,
સો સાબેલા શોભીતા, બેટા બેટી ઘેટીનાં.
ઠીક મળી ઠઠ લોકની, જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં, દડબડ દાઢીવાળો !

[illegible] ગધેડાં;
હા જી હા જી કરી હીંડતાં, હીકાં વિના અતેડા.
હારોહાર હજાર આ, માંહોમાંહે લપાતા;
કોણ આવે કામળ ઓઢીને ? એ તો ગાડર માતા.
પિતરાઇઓ વેવાઇના, એને અક્કલ ન કોડી;
આડા અવળા અકેકની પૂંઠે જાય જો દોડી.
બકરા તો વરના બાપ છે, હોય એનું શું લેખું ?
[illegible] સાગર શીંગડાં તણો, હું તે આજે દેખું !

ેનો તે ઘોડો આવીયો, વાજે વાજાં વિલાતી;
ઘેર ભૂંગળ ને ઝાંઝરી, ભેગું ભરડતી જાતી.
ારરાજા બે માસનું, બાળ બેં બેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું.
મંગળ બકરી બાઇ તો, ગાય હરખી હરખી;
જોડે જાંદરણી ઘણી, કોડે જોવાજ સરખી.
ેજે નાતની ને બીજી ઘાણીઓ;